મુક્તિને પંથે.

કી. એક આનો
નફો ધાર્મીક જ્ઞાન પ્રચારમાં

વિચરતા

# ગાંધીજીના મહાન આત્માને

વંદન કરનાર:—

આનંદ.

---

છપાવી પ્રસીદ્ધ કર્તા—
શા૦ કસ્તુરચંદ સુરચંદ મારફતીઆ.
સીદ્ધ કરવાનું ઠેકાણું—સાબરકાંઠા બોરડીંગ હાઉસ, મુંબાદેવી,
મુંબઈ.

---

શ્રી "હરિ-હર" પ્રી. પ્રેસમાં હરીલાલ મગનલાલે છાપ્યું
લીમડાચોક—સુરત.

ઉચ્ચ વર્ણના હિન્દુ ગૃહસ્થો
માટેજ

# શ્રી અંબીકા
# ભોજન શાળા.

## કાલબાદેવી રોડ.

---

એ મુંબઈમાં એક જુનામાં જુની અને
સર્વોત્તમ ભોજન શાળા છે.

સ્વચ્છ અને ઉત્તમ ખોરાક

ગ્રાહકોની સગવડપર પુરતું ધ્યાન

તથા

માલિકોની જાતિ દેખરેખ

આ કારણોથીજ આ ભોજનશાળા જાણીતી છે

એક વખત પધારી ખાત્રી કરો.

# મુક્તિને પંથે વિચરતા
# મહાત્માજીને વંદન!

બાહ્ય દ્રષ્ટિએ " ગાંધીજી " નામે ઓળખાતા, પરંતુ આત્મીક દ્રષ્ટિએ, નિર્મળ, પવિત્ર, અને શરીર બંધનમાંથી સદાને માટે મુક્ત થવાના ઉત્તમ અધિકાર માટે-સાચા અધિકારી ઓ વિશ્વપ્રેમી મહાત્મા તને વારંવાર વંદન હો !

મહાત્મા ! તારૂં કર્તવ્ય સમાપ્ત થઇ ચુકયું છે ! મુકિતસ્થાને પોંચતા રસ્તે જે જે વસ્તુ આડે આવવી જોઇએ તે સૌ તેં અનુભવી. કામ, ક્રોધ, માન, લોભ, માયા, અસત્ય, અન્યાય, અનીતિ વીગેરે અનેક વિક્રાળ દુશ્મનો તને લલચાવવા મિત્રરૂપે બની તને તેમના ગુલામ બનાવવા પ્રયત્ન કરી થાકી ગયા પરંતુ પરમાત્મા જેને પ્રેમથી પોતા પાસે બોલાવી રહ્યા હોય તેને તો પોતાની સ્થિતિ સમજાઇજ જાય છે. એવી મોહજાળના ક્ષણિક સુખમાં તે કદી ફસાતાજ નથી. તેની શ્રદ્ધા એક વિજયમાંજ વિરમે છે. તે તો એકજ નિશ્ચિત લક્ષ્યબિન્દુ તરફ ધસી રહે છે. એવી મોહજાળો બીજી વખત તેના તરફ જતાં ડરે છે. મુક્તિને પથે ચાલનારની આવી સ્થિતિ જગને પ્રત્યક્ષ બતાવી રહેલ ઓ મહાત્મા તને વારંવાર વંદન હો !

" જે તરતો હોય તેજ બીજાને તારી શકે. " " ડુબતો માણસ બીજાને બચાવી શકે નહિ. " આ ન્યાયે જોતાં પણ તારૂં કાર્ય-દુનિયાના અનેક જીવોને શાંતિ, સંતોષ, સત્ય, ન્યાય, નીતિ, દયા, ક્ષમા, અહિંસા, આત્મશક્તિ અને શ્રદ્ધાના ઉત્તમ સુત્રો માત્ર મોઢેથી નહિ, પરંતુ તેં પોતે તે પ્રમાણે કરીને અનુભવસિદ્ધ ઉત્તમ જ્ઞાન આપી અનેક જીવોનો ઉદ્ધાર કર્યો, અનેકને સન્માર્ગે દોરી ગયો. અનેકને સ્વાર્થત્યાગ કરી પરોપકારને માર્ગે લઇ ગયો દેશના એક ખૂણેથી બીજા ખૂણા સુધી-નાનામાં નાના ગામડામાં-શ્રીમંત-કે ગરીબ અભણ કે ભણેલ વૃદ્ધ કે યુવાન કે નાનું બાળક-અરે શેરીમાં ઝાડુ કાઢનો ઢેડ કે મેલું લઇ જનાર ભંગી. એ દરેકના મુખમાંથી ઓ પવિત્ર મહાત્મા તારા નામ-ઉચ્ચારાય, આ બધું શું સુચવે છે ? ઓ પવિત્ર આત્મા-મુકિતની છેક નજીક પોંચી ચુકેલ ઓ મહાત્મા તને વારંવાર વંદન હો !

અનેક બંધનોમાંથી મુકત થવું તેજ મુક્તિ ! મહાત્મા ! તમને હવે એવું અટકાવ રૂપ કોઇ પણ બંધન હોય એમ જણાતું નથી. છેલ્લું એકજ બંધન

અને તે તારા એક દોષ માટે કે દુનિયાના કોઇ પણ મનુષ્યને પોતાના દોષ તરીકે લાગવુ મુશ્કેલ લાગે. આત્મ દ્રષ્ટિએ જોનારજ એ દોષ નિરખી શકે છે. સ્વરાજ્યના એક મજબુત સાધન તરીકે હિન્દુ મુસલમાન ઐક્યતા કરાવી ન શકયા, આત્માની અનન્ત શક્તિ આગળ અશકય કાંઇજ નથી. એમ દ્રઢ શ્રદ્ધા હોય તેને એટલી શકિતની ન્યુનતાનો દોષ લાગેજ અને તે માટે પ્રાયશ્ચિત એ એકજ ઉપાય છે. આવા નાનામાં નાના દોષોને શોધી કાઢી, તે બદલ શિક્ષા—પ્રાયશ્ચિત ભોગવી લેવું—એ તદન નિર્મળ અને દોષમુક્ત થવા ઇચ્છે તેજ કરી શકે. સામાન્ય જીવોને એવા દોષ દેખી શકાય નહી, આ રીતે દુનિયાને માટે અદ્રષ્ય પણ તને મોટા દોષ તરીકે લાગતા એવા પાપોના પ્રાયશ્ચિત-તુરતજ કરતા જઇ દોષમુક્ત થઇ છેવટનાં શરીર બંધનમાંથી મુક્ત થવાની અણીએ આવી પહોંચેલા ઓ મહાત્મા તને વારંવાર વંદન હો!

મહાત્માની ફરજ માત્ર ઉપદેશની છે. આવેશની નહિ. જ્યારે અમુક અમુક ધર્મ, કે વાડામાં રહેનાર ધર્મગૂરૂઓ, અમુક વર્ગ માંજ—બહુજ શિથીલ,—અને માત્ર વાંચનોનો ઉપદેશ આપી રહ્યા છે ત્યારે ઓ પવિત્ર મહાત્મા, તું તો દુનિયાના સર્વ ધર્મને, સર્વ કોમને, સર્વ દેશને માન્ય,— માત્ર સંસારિક નહિ પરંતુ ધાર્મિક ઉન્નતિના—આત્મ કલ્યાણના સાદા અને સરળ માર્ગ—બતાવી રહયો છે. આ શિક્ષણ તારે મોઢેથી તે આપ્યું છે ને કરતાં ચારિત્રથી-વર્તનથી હમારેજ શીખી લેવાનું છે. તારૂ આખું જીવન અરે! એક એક કાર્ય—એક એક શબ્દ—એ ઉત્તમમાં ઉત્તમ શિક્ષણ ધરાવે છે. બસ મહાત્મા! તું તો તારી ફરજ બજાવી ચૂકયો! તારા ચારિત્રથી હમને શિક્ષણ આપવાનું કાર્ય પરિપુર્ણ થયું—હવે તું ખુશીથી છુટો થઇ શકશે. દેશની ઉન્નતિનું કાર્ય તેં માથે લીધુંજ હોય. પ્રતિજ્ઞાબદ્ધ હોય તો પણ એ પ્રતિજ્ઞા—તું આત્મારૂપે જ્યાં હશે ત્યાં પુર્ણ કરી શકશે. હવે તે ફરજ હમારી બાકી રહી છે, કે તારા ચારિત્રમાંની એક એક કૃતી—એક એક શબ્દનો વિચાર કરવો. મનન કરવુ—તે વાત વર્તનમાં મુકવી. તારી આત્મ શકતીનો ઉપયોગ તું જેટલો કરી શકયો તેથી અર્ધો પણ ઉપયોગ કરી શકનાર થોડા વીરો જાગશે તો આજના તારા રોપેલા બીજ—થોડાજ સમયમાં ફળ રૂપે પરિણમશે.

છેલ્લી—પ્રતિજ્ઞા—એક બંધન. મહાત્મા! પ્રતિજ્ઞા એક બંધન છે. તેમાંથી મુકત થયાં વગર મુકિત નહિ મળે. તો મુકિત માટે અધિકારી થઇ ચુકેલ, ઓ પવિત્ર આત્મા! તારી મુકિત સત્વર હો! અને તેને માટે ૨૧ દિવસ-પુરા

કરી પ્રતિજ્ઞા બંધનથી મુક્ત થઇ શકે તેથી–એ ૨૧ દિવસ તારા સંપુર્ણ ફતેહમંદીથી પસાર થઇ જાઓ. એવી પરમ કૃપાળુ પરમાત્માને પ્રાર્થના છે.

## તારો તો વિજયજ થયો છે.

ઓ મહાત્મા! ઉપલક દ્રષ્ટિએ જોનારને એમ લાગશે કે તારી જીત નથી થઇ પણ હાર થઇ છે. પરંતુ આત્માની દ્રષ્ટિએ જોતાં તુરત સમજાશે કે તારો વિજયજ થયો છે. સેનાપતિ ગમે તેટલો મજબુત કે બળવાળો હોય છતાં લશ્કર જોઇએ તેટલું બળ અને હિમતવાળું ન હોય તો સેનાપતિ શું કરશે? જે આત્મબળ–જે શ્રદ્ધા, જે શાંતિ; જે સત્ય ન્યાય નીતિ અને જે વર્તન તારામાં છે. "સત્યનો વિજય જ થાય" "આત્માની અનંતશક્તિ પાસે અશક્ય કાંઇ જ નથી" એવા સુત્રો જો લોકોના હૃદયોમાં ઘર કરી બેઠા હોત તો સ્વરાજ્ય તો શું, પણ એથી પણ વધુ મુસ્કેલ કામ પણ થઇ શકતે પણ ઓ વીર આત્મા! દુનિયાના ક્ષણિક–બાહ્ય અને લોભાવનારા તત્ત્વો ઉપર મોહી પડનારાઓને એ તારા સિદ્ધાંતો મૃગજળ જેવા, નહિ પાળી શકાય તેવા–અને મુસ્કેલ લાગશે. કેમકે તારા આ ઇશ્વરી નિયમો, સિદ્ધાંતોમાં તો પ્રથમ દુઃખ–આફત–અગવડ–મુસ્કેલી–ગરીબી બધુ સહન કરવાનું હોય છે, અને ફળ તુરત મળતું નથી. તેથી એ સિદ્ધાંતો અમલમાં મૂકી શકે એવા વીરો થોડા જ જણાશે. એટલે તારૂં કાર્ય થોડું અધુરૂં રહ્યું પણ તે સૈનિકોની નબળાઇને પરિણામેજ! બાકી તું તો જ્યાંસુધી આવ્યો છે ત્યાંસુધી વિજયજ મેળવતો આવ્યો છે! છતાં સૈનિકોમાં એટલો ઉત્સાહ–શકિત અને શ્રદ્ધા જાગૃત ન કરી શકે એ સેનાપતિનો દોષ! આ દોષ બાહ્યદ્રષ્ટિવાળાને ન સુઝે પરંતુ આત્માની અનંતશકિતમાં સંપૂર્ણ શ્રદ્ધા હોય તેને જ એ ન્યુનતા કે દોષ દેખી શકાય, અને મુકિતના પંથમાં એટલો દોષ પણ અટકાવરૂપે આડે આવે છે. તેથી એ અટકાવરૂપ દોષને શોધી કાઢી તેનું પ્રાયશ્ચિત લઇ લેવાને અને આત્મિક શુદ્ધતા મેળવી લેવા પ્રભુની પ્રેરણા મેળવવા ભાગ્યશાળી ઓ મુકિતપંથગામી મહાત્મા તને વારંવાર વદન હો!

હિંદમાતાના પુત્રો! હિન્દુ અને મુસલમીન બંધુઓ—એમને એક્યતા તથા સંપની સાંકળથી જોડવા અત્યારસુધી લેખો–અને ભાષણો દ્વારા તેં બહુ પ્રયત્નો કર્યાં કેટલેક ઠેકાણે સંપ થયા પણ છે. હિંદુ અને મુસલમાન કોમમાં તારા પ્રભાવથી–તારા પ્રયાસથી–ઘણે ઠેકાણે સગા ભાઇઓ કરતાં વધુ પ્રેમ–બંધું મૈત્રીભાવ કેટલેક ઠેકાણે જોવામાં આવતાં, ઓ પૂજ્ય આત્મા! તારૂં–તારી શક્તિનું, તારા પ્રભાવનું સ્મરણ થઇ આવે છે, અને એ દ્રશ્ય, તારા આત્માની અનંતશક્તિ

તથા શ્રદ્ધાનું ભાન કરાવવા સાથે, હમારી શક્તિનું હમને કાંઇક અંશે ભાન કરાવે છે. દેશના એક ખુણામાં તારા પ્રભાવથી થએલ એક હિન્દુ અને એક મુસ્લમીનની મૈત્રી, કે પ્રેમ—જ્યારે હમારી શક્તિનું ભાન કરાવવા સમર્થ છે તો પછી દેશના ખુણે ખુણામાં થતા "મહાત્મા ગાંધીજીકી જયના ગૂંજારવ" તારી આકૃતિની થતી.પુજાઓ, નાના નાનાં બાળકોનાં મુખમાંથી અનાયાસે નીકળી જતા શબ્દો જેવા કે "ગાંધીજીકી જે" 'મહાત્મા ગાંધીજી ઘણું જીવો' એ શબ્દો—અને હમારી સામે પ્રકાશી રહેલું તારા જીવનનું કાર્યક્રમ, તારો સ્વાર્થત્યાગ, અને તારા—તે પાળીને સિદ્ધ કરી બતાવેલ-શાંતિ, સંતોષ, સત્ય, ન્યાય, નીતિ, દયા, ક્ષમા, અહિંસા, સહનશીળતા, વીરતા, નિશ્ચય વિગેરે સિદ્ધાંતો,—અને શક્તિ અને શ્રદ્ધાના સંપુર્ણ બળથી તે સરવેમાં વિજય મેળવતા જઇ—આપેલો ઉપદેશ, બસ તારૂં આખું ચારિત્ર, તારૂં વર્તન, અને તારા સદગુણો બરાબર મનન કરી ધ્યાનમાં ઉતારી તે પ્રમાણે વર્તે તો મૂક્તિને પંથે જવાને પુરતું શિક્ષણ આપી શકે છે. આ રીતે અનેક આત્માર્થી જીવોને મુક્તિનો સરળ માર્ગ બતાવનાર તથા એક મનુષ્ય તે પ્રમાણે કરવા શક્તીમાન છે, એમ સંપુર્ણ ખાત્રી કરવા પોતે તેના દ્રષ્ટાંત થઇ ખાત્રી આપનાર ઓ બંધન મૂક્ત થતા મહાત્મા તને વારંવાર વંદન હો!

સીતાજી જેવા પત્નિ મેળવવા અધિકારી કોણ હોઈ શકે? માત્ર રામ! રામ જેવા ગૂણો ધરાવનારજ સીતાજી જેવા ગૂણવાળી સ્ત્રી મેળવવા ભાગ્યશાળી થઇ શકે!? આવું પ્રેમાળ—એકજ માર્ગે ચાલનાર યુગળ કોઇ દિવ્ય શક્તિ ધરાવનાર ઉચ્ચ જીવોનુજ બની શકે! મહાત્મા! ખરેખર પુજ્ય માતુશ્રી સમાન કસ્તુરબાનો ઉચ્ચ કોટી આત્મા—તારી સાથે કેવો ઝળઝળી રહયો છે. પતિ સેવા, પતિ ભક્તિ, પતિના પગલે પગલે પોતાનું પગલું મુકી—પતિ સળગતા ભડકામાં કે ઉંડા જલમાં પગલું મુકે તો પણ તે પગલા પર પગલું મુકતાં જરા પાછું સરખુંએ ન જોનાર પતિભક્ત સતી! ઓ હમારી દિવ્ય માતા! તને પણ વારંવાર વંદન હો! અને ઓ મહાત્મા રામ અને સીતા નળ અને દમયંતી—

જેવા યુગલો ઘણે અંશે આવા દૈવી પુરૂષોનાજ બને છે—એ દ્રષ્ટિએ માનતા પણ ઉચ્ચ ગતિએ વિહાર કરતા ઓ મહાત્મા તને વારંવાર વંદન હો!

આ કળિકાળમાં—આ સ્વાર્થમય સંસારમાં કયો પિતા પોતાના પુત્રને સૌથી વધુ નહિ ચહાશે? પોતાના કુંટુંબપર—બીજા લોકો કરતાં વધુ પ્રેમ કે

લાગણી સામાન્ય રીતે દરેકને હોય જ. પોતે ન ખાઇ—પોતાના પુત્ર કે પત્નિના પેટપર પાટો બાંધી અતીથી કે ભીક્ષુક તરફ પહેલા દ્રષ્ટિ કરનાર વીરો અત્યારે કેટલા દ્રષ્ટિએ પડે છે? (નહિ જ હોય એમ કહેવાનો આશય નથી પરંતુ ગણ્યાં ગાંઠયાજ હોય) આવી સૃષ્ટિમાં આવા જમાનામાં—પણ ઓ વીર! તને એ કળિકાળ કે એ જમાનો કાંઇ પણ અસર કરી શકયા નથી. તને તો પુત્ર સરખો તે ઇરાન કે આફ્રિકાનો એક ભીક્ષુક કે ભંગીનો છોકરે પણ સરખો—એક નાગર સાથે જેટલો પ્રેમ તેટલો જ પ્રેમ એક ઢેડ પ્રત્યે એક બાળક અને એક બુઢ્ઢો તું પવિત્ર આત્માની દ્રષ્ટિમાં તો સમાન જ છે એટલે રાગ અને દ્રૂષની વશીકરણ વિદ્યા તારા આગળ મોળી પડી ગઇ. તને વશ કરવા આવતાં તારી પ્રભાવશાળી પ્રભુમય જ્યોતિમાં તે ઝંખવાણી પડી—નાશી ગઇ. આ પ્રમાણે રાગ દ્રૂષને જીતી—વિશ્વપ્રેમની ભાવના જગાવી ઉન્નતિ માર્ગે જવાનું ઉત્તમ અને છેવટનું ચિન્હ પણ પ્રત્યક્ષ ઝગમગાવી રહેલ ઓ વીર આત્મા તને વારંવાર વંદન હો!

કર્મ એ બધન છે. એટલે કર્મનું ફળ ભોગવી લઇ તેમાંથી મુકત ન થવાય ત્યા સુધી મુકતી થાય નહિ. ઓ વીર આત્મા, નિહાળી જો કે આ જન્મ જન્મમાં તારૂં કામ કે ગુન્હો તને કારાવાસમા પુરવા જેવું દોષીત હતું! તે કીરતારના અચળ નિયમો—સત્ય, ન્યાય, નીતિથી જરા પણ તું વિમુખ નથી થયો, તે નિયમોને માન આપતાં—તો અનેક દુઃખો ખુશીથી સહન કર્યાં અનેક પ્રકારના ઐહીક સુખો, લોભ લાલચો—મોહજાળો તને તારા સત્ય માર્ગથી પાડવા તારી સામે આવી. પરંતુ ઇશ્વરી નિયમોનું પાલન કરનાર—પ્રભુ પર સંપુર્ણ શ્રદ્ધા રાખી એકજ સાધ્યબિન્દુ તરફ દ્રષ્ટિ રાખી કુચ કરનારને સૃષ્ટિની મોહજાળો કે લાલચો શુ કરી શકે? પ્રભુના વાસથી ભરપુર બનેલ સ્થાનમાં પ્રભુ વિમુખ અજ્ઞાન જીવોનેજ ફસાવી શકનાર એવી મોહજાળો—પોતાની સર્વ શકિત એકત્ર કરીને આવે તોપણ—દુરથીજ તેનો પ્રભાવ તેનો પ્રકાશ જોતાં તે મોહજાળોની શકિત ધ્રુજી ઉઠે છે. અને શકિતહિણ થયેલ તે મોહજાળો દુરથીજ પાછી ચાલી જાય છે, આવો તારો પ્રભાવ નિહાળ્યા પછી તને પ્રભુથી વિમુખ કે પ્રભુ કૃપા રહિત કોણ માની શકે?

ત્યારે પ્રભુના સત્ય માર્ગનું દ્રઢ પાલન છતાં તારો વાસ વારંવાર કારા ગૃહમાં શા માટે? અમુક વર્ગ કે સન્તાના અંગત હિતને નુંકસાન પુગાડે—પરંતુ અનેક જીવોને ફાયદાકારક— એવી ન્યાય પુર્વકની તારી સત્ય માગણી

અને તે મેળવવા ઇશ્વરી નિયમોનું પાલન કરી–તેમ કરતાં દુઃખ–આફત–કે મુશ્કેલી આવે–તે મુંગે મોઢે ખુશીથી સહન કરી લેવાનો તારો ઉપદેશ આ તારો ગુન્હો–આ તારો દોષ–એને માટે વારંવાર જેલનો વાસ ! ના! ના! એ વીર આત્મા! પ્રભુના અચલ નિયમોનું પાલન કરનારને કોઇ પણ શકિત દુઃખ આપી શકનારજ નથી. તારા પુર્વ કર્મનું ફળ નહિ ભોગવે–તે કર્મના બંધન માંથી મુકત ન થાવ ત્યાંસુધી મુકતી નહોતી પરંતુ પ્રભુ તેમને સલામત રાખે કે જેઓ સાધન ભુત બની તને તે તારા પુર્વ કર્મના બંધનમાંથી મુકત કરતાજ ચાલ્યા, અને યાદ કર તારી છેલ્લી ૭ વર્ષની જેલની શિક્ષા! તારા પુર્વ કર્માનુસાર માત્ર બાવીસ માસની શિક્ષા બાકી હતી ત્યાં ૭ વર્ષની સજા કોણ અને કેવી રીતે આપી શકે? પ્રભુ તો ન્યાયી છે–કર્માનુસારજ ફળ–કર્મ પ્રમાણેજ શિક્ષા! તેથી એવા સંજોગોજ ઉભા થયા કે જેથી તે તારા પુર્વ બધનોથી મુકત થઇ હવે માત્ર તારા પુર્વ પુણ્ય કર્મનાજ ફળ તારે માટે બાકી રહ્યા. આ રીતે સર્વ કર્માનુબંધથી મુકત થયેલ–અને પુણ્ય કર્મના ફળ રૂપે મુકિત મેળવી અખંડ સુખ તથા આનંદ માટે અધિકાર પામેલ એ પુણ્યાત્મા! તને વારંવાર વદન હો!

વાંચક બંધુ! બસ! આ લેખ તો અત્રે સમાપ્ત થાય છે પરંતુ એનું રહસ્ય તને સમજાય છે? થોડો થોડો ભાવ એ મહાત્માના જીવન સાથે સર ખાવતો જઇ ધીમે ધીમે વાંચ, એમના શરીર તરફ ન જોતાં એમના આત્મા તરફ જોજે, કે કયાંય પણ એક પણ ડાઘ કે દોષ બાકી રહી ગયો છે? જો નજ દેખાય તો સમજી લેજે કે એવા નીતરા કાચ જેવા દોષ રહિત નિર્મળ હૃદય એજ પરમાત્માની પ્રિય વસ્તુ છે. અને પ્રભુના પ્રિય થનારનું સ્થાન મુકિત સિવાય બીજું શું હોઇ શકે?



# નિવેદન.

દુનિયાની કોઈ પણ ચીજ કે બનાવ સંબંધમાં બધાના મત એક સરખા હોતા નથી. તેજ અનુસાર મહાત્મા ગાંધીજીના ચારિત્ર કે વર્તન-રૂપ-રથી જેમને જેમ માનવુ હોય તેમ ખુશીથી માનવું. મુકિત એટલે અનેક પ્રકારના બંધનમાંથી-મુકત થવું-એ દ્રષ્ટિએ જોતાં ગાંધીજીનાં આત્મા બંધન મુકત-થતાજ આવ્યા છે. જીવનમાં જે કાર્ય માથે લીધું તે-પુરૂ ન થાય-પછી ભલે તેમાં બીજાની નબળાઈનો દોષ હોય છતાં તે કાર્ય નહિ કરી શકવા માટે-તેમનામાં એટલી શકિત જાગ્રત નહિ કરી શકવા માટે પોતાનો દોષ ગણી તેના પ્રાયશ્ચિત લેતાજ આવ્યા છે. અને એ રીતે બંધન મુકત થતાજ આવ્યા છે. સંપુર્ણ શાંતિથી સમજ પુર્વક આ લેખ વાંચવાથી એની મુકિત વિષે જરા પણ શક રહેતો નથી. પછી તો સૌ સૌની માન્યતા-ઉદેશ માત્ર એટલોજ કે ઉચ્ચ ગતિએ પ્રયાણ કરનાર આત્માને વંદન કરી તેમના ગુણો-મેળવવા ઉંત્કર્ષ ભાવના રાખીએ તો જરૂર તેમના જેટલી શકિત આપણે પણ ખીલવી શકીએ.

મુંબઇ.
તા. ૨૩-૯-૨૪

લી. સેવક,
**આનંદ.**